(મવ.) કારી રશીદઅહમદ રઝા અજમેરી સા. (દ્.બ.)
શયખુલ હદીસ : દારૂલ ઉલૂમ અશરફિય્યહ અરબિય્યહ,
રાંદેર-સુરત.

નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....

"તોહફએ દુન્યા વ આખિરત" તથા "આખિરતનો તોહફો" વિશેના અભિપ્રાય ગાઢ અને દૃઢ થયો. દરેક માટે એ જરૂરી તોહફો અને ઈલ્મી અને જ્ઞાનની અમલથી કમાવવાની ભેટ છે. આ મહા મુલ્યવાન કિતાબમાં ઘણા બધા ઉલમાના અભિપ્રાયો જોતાં જરૂર ન લાગી કે કઈંક લખીએ, પણ મુસ્લિમ ભાઈઓનો ઈસરાર હતો કે, કઈંક લખવામાં આવે. વિનંતી છે કે દરેક મુસલમાન જેને ગુજરાતી ભાષા પર પ્રભુત્વ હોય, વાંચી શકતો હોય તે જરૂર આ કિતાબથી ફાયદો ઉઠાવે. જે હઝરાતે આ મહત્વપુર્ણ અને ઘણીજ લાભકારક કિતાબ છપાવી ઉમ્મત સુધી પહોંચાડવાની ફિકર ફરમાવી તેમના માટે પણ આ કિતાબ "આખિરત અને જન્નત" ની સોગાદ બની રહે. એવી દુઆઓની અપેક્ષા સાથે......

(મવ.) કારી રશીદઅહમદ રઝા અજમેરી સા. (દા.બ.)
શયખુલ હદીસ : દારૂલ ઉલૂમ અશરફિય્યહ અરબિય્યહ,
રાંદેર-સુરત.
૨૭ રમઝાનુલ મુબારક-૧૪૩૧ મુતાબિક
૦૭-૦૯-૨૦૧૦ (મંગળવાર)

**(મવ.) મુફતી ઈસ્માઈલ ભીખા સાહેબ કછોલવી**

**શયખુલ હદીસ અને મુફતી : દારુલ ઉલૂમ જામિઅહ, હુસૈનિય્યહ, રાંદેર–સુરત.**

બિસ્મિહિ તઆલા

હદીસ શરીફમાં ઈરશાદ છે,

**"કુન ફિદ્ દુન્યા કઅન્ન–ક ગરીબુન અવ્ કઆબિરિ સબીલિન વઈદ નફ્સ–ક મિન્ અસ્હાબિલ કુબૂર."**

અર્થાત્ : દુનિયામાં પ્રવાસી–મુસાફિરની જેમ રહો અને પોતાને મુર્દાઓમાં ગણો.

સાચેજ આ દુનિયા ફાની–નાશવંત છે, એની તમામ ચમક–દમક, પ્રકાશ, વૈભવ–વિલાસ અને નેઅમતો–આ બધું જ શાશ્વત–ફાની છે. અહીં જે કંઈ છે એ ફના છે. બકા છે તો ફક્ત અલ્લાહની પાક ઝાત જ છે.

**"કુલ્લુ શય્ઈન હાલિકુન્ ઈલ્લા વજહહ્."**

કુર્આને હકીમમાં આ ક્ષણભંગુર દુનિયા માટે ઈરશાદે ખુદાવંદી છે :

**"વમા હાઝિહિલ્ હયાતુદ્ દુન્યા ઈલ્લા મતાઉલ ગુરૂર."** (૭–૨૬)

બીજી જગ્યાએ ઈરશાદ છે :

**"વમા હાઝિહિલ્ હયાતુદ્ દુન્યા ઈલ્લા લહ્વુંવ્ વ–લઈબ."**

આ ફાની દુનિયા ધોકો અને ખેલકુદ સિવાય કંઈ જ નથી. આ દુનિયા એક પ્રદર્શન અને ધોકો છે.

શાઈરે મશ્રિક અલ્લામા ઈકબાલ (રહ.) ફરમાવે છે, ''યહ માલો-દૌલતે દુનિયા, યહ રિશ્તા યહ પેવંદ, બુતાને વહમો-ગુમાં લા ઈલા-હ ઈલ્લલ્લાહ.'' આ બધું જાણવા છતાં કે, એક દિવસ આ બધું છોડીને આપણે આ ફાની દુનિયામાંથી ખાલી હાથે વિદાય લેવાની છે, બ-કૌલે શાઈર આપણી હાલત અને જિંદગી એવી છે કે,

**''આગાહ અપની મૌતસે કોઈ બશર નહીં,**
**સામાન સો બરસકા પલકી ખબર નહીં.''**

(હયરત ઈલ્હાબાદી)

અને મહેનત, કોશિશ, પુરૂષાર્થથી દુનિયા તો તકદીરના મુવાફિક ઈન્શા અલ્લાહ મળવાની જ છે, પરંતુ આ દુનિયા અગર મળી પણ જાય તો શું? દુનિયામાં ગૈર કૌમોને વૈભવ-વિલાસ, ઐશો-ઈશરત અને જે નેઅમતો આપવામાં આવી છે એના પ્રતિ આંખ ઉઠાવીને પણ જોવું ન જોઈએ, કારણ કે હદીસના ઈરશાદ મુજબ:

**''ઈન્નદ્ દુન્યા ખુલિકત્ લકુમ વ ઈન્નકુમ ખુલિકતુમ્ લિલ્ આખિરહ.''**

આ દુનિયા તમારા માટે પેદા કરવામાં આવી છે અને તમો આખિરત માટે. બીજી એક હદીસ શરીફમાં ઈરશાદ છે:

''આ દુનિયા મુઅમિન માટે કેદખાના સમાન છે અને કાફિર માટે જન્નત.''

અને જમાનો હંમેશા એક ઢબથી ચાલતો નથી. આજે એ ફુલો ઉપર મહેરબાન છે તો કાલે કાંટા ઉપર. અને દુનિયાની નેઅમત,

શોહરત તથા દોલત પર કદી ઘમંડ ન કરવો જોઈએ.

આ દુનિયામાં ફિરઔન, હામાન, દારા અને સિકંદર અને જમશેદ જેવા અસંખ્ય ગુજરી ગયા, જેમની પાસે દોલતની કોઈ હદ ન હતી, પરંતુ અંતે તો ખાલી હાથે જ દુનિયાથી વિદાય લીધી. બ-કૌલે શાઈર :

જિનકે નક્શે પા કો રખતી થી ઝમીં સર પર બ-ફખ્ર
તુર્બતોંમેં ખાક આલુદહ હૈં વો આલી ગોહર.

અહીં દુનિયાની બુરાઈ વ્યક્ત કરવાનો હેતુ નથી, કારણ કે દુનિયા ફી-નફસિહી બુરી નથી, પરંતુ એમાં ઓતપ્રોત થઈ આખિરતને ભૂલી જવું એ ખરાબ છે. દુનિયા તો આખિરતની ખેતી છે. " અદ્ દુન્યા મઝરઅતુલ આખિરહ." દુનિયાની આર્થિક સદ્ધરતા પણ મો'મિન માટે જરૂરી છે, કારણ કે એના સદ્‌ઉપયોગથી દીન અને દુનિયાની ભલાઈ પ્રાપ્ત થાય છે અને બુદ્ધિશાળી - અકલમંદ એ જ છે કે, દુનિયા પાછળ પોતાની આકિબત અને આખિરતને બરબાદ ન કરે.

દુનિયામેં હું દુનિયાકા તલબગાર નહી હું
બાઝારસે ગુજરા હું ખરીદાર નહી હું.

આજના ભૌતિકવાદના પ્રવાહમાં બધા તણાઈ રહયા છે. ભૌતિકતા પાછળ એક દોડ છે. જેને જુઓ, ચિંતાગ્રસ્ત અને પરેશાન છે. તણાવ માં જીવન વ્યતિત થઈ રહયું છે. "ઈસ શહરમેં હર શખ્સ પરેશાં સા ક્યૂં હૈ?"એના કારણો એક નહી,અનેક છે.સૌથી મોટું કારણ આપણે આપણા ખાલિક, જન્મદાતા, પાલનહાર પ્રતિ ઉપેક્ષા સેવી રહયા છીએ. એના પ્રતિ સંપૂર્ણપણે આપણે સમર્પિત નથી. અગર આપણે એના

પ્રતિ સંપૂર્ણ સમર્પિત થઈ જઈએ, એના ઉપર અપાર શ્રદ્ધા રાખીએ, હર હાલતમાં તેની યાદ કરીએ તો ચિંતા–ફિક્રથી મુક્તિ મેળવી શકીએ. કુર્આને હકીમમાં ઈરશાદ છે : **"અલા બિઝિક્રિલ્લાહિ તત્મઈન્નુલ્ કુલૂબ."** : ખબરદાર ! અલ્લાહના ઝિક્ર–યાદથી જ દિલોને ચેન, શાંતિ અને સુકૂન પ્રાપ્ત થાય છે.

બસ, "આખિરતનો તોહફો" નામી આ દળદાર અને કિંમતી–અમૂલ્ય કિતાબમાં આ જ ભાવાર્થ અને ગૂઢ સમાયેલો છે કે, દુનિયા અને આખિરતની સફળતા–કામિયાબી માટે આપણે તેની પનાહ અને સહારો લેવો જોઈએ. તેનો જ દામન થામવો જોઈએ. એ સિવાય અન્ય કોઈ માર્ગ નથી અને તેની પનાહમાં આવનાર જમાઅત જ કામિયાબ છે. **"અલા ઈન્ન હિઝબલ્લાહિ હુમુલ મુફલિહુન."** બીજી જગ્યાએ ઈરશાદ છે, "અલ્લાહ તરફ રુજૂઅ કરો, જેથી તમો નજાત પામો."

"આખિરતનો તોહફો" કિતાબમાં અલ્લાહ તરફ રુજૂઅ થવાનો–સમર્પિત થવાનો ઉત્તમ માર્ગ બતાવવામાં આવ્યો છે. અમલનો સર્વોત્તમ નમૂનો એમાં ચિંધવામાં આવ્યો છે, જેમાં રૂહાની અને શારીરિક બધી ઉપાધિઓનો હલ છે. તમામ ચિંતા અને પરેશાનીઓનો ઈલાજ–ઉપાય છે.

વર્તમાન યુગના વ્યસ્ત અને મશીની જિંદગીની દોડધામમાં આપણે આખિરતની ચિંતા અને ફિક્રથી ગાફિલ છીએ. હાલાં કે અકલમંદ અને સારા લોકો એ છે કે, જેમને દુનિયા આખિરતથી ગાફિલ ન કરે અને ન આખિરત દુનિયાથી. એવા સમયમાં પોતાના સમયમાંથી થોડો સમય ફાળવી–થોડી મિનિટો કાઢી આવી લાભદાયી અને ઉત્તમ કિતાબથી ફાયદો–લાભ ઉઠાવી શકાય છે. નહિતર, આ ફાની દુનિયાની જૂઠી ચમક–દમક અને એના ફિત્નાઓ એક દિવસ હલાક કરી દેશે.

અને "ન દુનિયા હી મિલી, ન વિસાલે સનમ" જેવી આપણી હાલત થશે.

"આખિરતનો તોહફો" કિતાબ અગાઉ પણ પ્રકાશિત થઈ લાભદાયી–ફાયદામંદ અને લોકપ્રિય થઈ છે, જેમાં અનેક બુઝુર્ગો, ઉલમા અને મહાનુભવોની પ્રસ્તાવના–વિચારો આલેખાયાં છે. છતાં નાચીઝે ચંદ શબ્દો લખ્યા છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે, આમીન !

અંતમાં બારગાહે ખુદાવંદીમાં દુઆગો છું કે, રબ્બે કરીમ આવી લાભદાયી કિતાબને આપણા તમામ માટે ફાયદામંદ બનાવી એનાથી લાભ ઉઠાવવાની તૌફીક અતા ફરમાવે, આખિરત માટે નજાતનો ઝરીયો બનાવે. સાથે જ એ પ્રકાશિત કરનાર ગુમનામ સખી દાતાઓને પણ દુનિયા અને આખિરતમાં બેહતરીન–સર્વોત્તમ બદલો એની શાયાને શાન ઈનાયત ફરમાવે, એમની તમામ દિલી જાઈઝ મકાસિદો–દિલી આરઝૂઓ, ઈચ્છાઓ–તમન્નાઓને પરિપૂર્ણ ફરમાવે. આમીન, યા રબ્બલ આમીન !

"વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ" : સાચે જ તવફીક અલ્લાહ તઆલા તરફથી જ છે.

નાચીઝ, ખાકસાર, અલ અબ્દ :

**(મવ.મુફતી) ઇસ્માઈલ કછોલવી ગુફિર લહુ**

ખાદિમે હદીસ વ ઈફતા :

દારુલ ઉલૂમ જામિઅહ હુસૈનિય્યહ, રાંદેર–સુરત

માજી ઉસ્તાદ, મુફતી : દારુલ ઉલૂમ, જામિઅહ તા'લીમુદ્દીન, ડાભેલ.

માજી મુફતી દારુલ ઈફતા વલ ઈરશાદ, બ્રાર્ડફોર્ડ, યુ.કે.

૧૫–શાબા'નુલ મુઅઝઝમ, ૧૪૩૧ હિ.

(મવ.) હનીફ સાલેહ (લુહારવી) સા. (દ્.બ.)
શયખુલ હદીસ : જામિઅહ કાસિમિય્યહ,
અરબિય્યહ, ખરોડ.

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

અલ્હમ્દુલિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્માબાદ.

આ ક્ષણ ભંગુર દુનિયામાં માનવીનું આશ્રયસ્થાન મદદનું કેન્દ્રબિંદુ, બધા જ હાલાત અને પરિસ્થિતિને સુધારનાર, સાનુકુળ બનાવનાર, વિપરિત સંજોગોને અનુકુળ બનાવનાર અને અમન અને સુકૂનનો દરવાજો ખોલનાર અગર કોઈ તાકત અને શક્તિ હોય તો તે ફકત એક જ ઝાતે કરીમ છે. જે મહાદયાળુ અને મહાકૃપાળુ ઝાત છે. જે અવ્વલ અને આખિર, ઝાહિર અને બાતિન છે (જે સૌથી પ્રથમ અને સૌથી અંતિમ, જે જાહેર અને અદ્રશ્ય છે) જેના પ્રતિ આપણે તમામ હાલાતમાં રૂજુઅ કરીએ છીએ. અને એટલા જ માટે એ ઝાતે કરીમે કદી સ્વયં અને કદી પોતાના પવિત્ર સંદેશવાહકો (પૈગમ્બરો) મારફત ઘણી બધી દુઆઓ બતાવી છે અને શીખવી છે.

"અદ્દુઆઉ મુખ્ખુલ ઈબાદહ."

(દુઆ ઈબાદતનું મુળ છે - જડ છે.)

આસમાન ના દરવાજા ખોલવાનું એક માધ્યમ દુઆ પણ છે. પુરાતનકાળથી દુઆઓ વર્ણન અને એકત્ર કરવાનો એક સિલસિલો ચાલ્યો આવે છે. જેમ કે ઈબ્ને અબિદુન્યા (રહ.) ઈમામ બયહકી

(રહ.) ઈમામ તિર્મિઝી (રહ.) ઈમામ બુખારી (રહ.) ઈમામ મુસ્લિમ (રહ.) વગેરે અકાબિર મુહદ્દિસીન કિરામે "કિતાબુદઅવાત" ના નામથી કિતાબો લખી અને બારગાહે ખુદાવંદીમાં માંગવાનો-તલબ કરવાનો તરીકો શીખવાડયો, અને હકીકત તથા વાસ્તવિકતા એ છે કે ખુદાવંદી શબ્દો અને અલ્ફાઝે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (નબવી શબ્દો) માં જ અસલ બરકત અને ગુણ છે, દક્ષિણ ગુજરાત અને ઉમ્મતની એક મોટી દીની દર્સગાહ દારૂલ ઉલૂમ કંથારિઆએ આવી જ કુર્આની અને નબવી દુઆઓ અને વઝાઈફ "આખિરતનો તોહફો" અને "તોહફએ દુન્યા-વ-આખિરત" અનોખા અંદાજ અને નિરાલી શૈલીમાં ફઝાઈલ અને હવાલા સહિત સંકલિત કરી આપણા સમક્ષ મુકેલ છે. જેના ઉપર ગુજરાતી ભાષાના સારા જાણકાર અને દારૂલ ઉલૂમ કંથારિઆના "પ્રકાશન વિભાગ" સાથે સંકળાયેલ મૌલાના હસન ભડકોદ્રવી સા. (દા.બ.) એ ઝીણવટભરી નજર કરી છે, દુઆ છે કે બારી તઆલા આ બન્નેવ મહામૂલા સંગ્રહને શર્ફે કબૂલિય્યતથી નવાઝે, તથા લાભદાયી લોકોપયોગી લોકપ્રિય બનાવે, અંતમાં ઉમ્મતના જે પણ નેકદિલ, દીનદાર અને દીનના દર્દમંદોએ એના પ્રગટ કરવામાં જે પણ પ્રકારની જેટલી પણ સહાય અને મદદ કરેલ છે એને કુબૂલ ફરમાવી બન્ને જહાનમાં સર્વોત્તમ બદલો ઈનાયત ફરમાવે!

આમીન! યા રબ્બલ આલમીન! વમા તવફીકી ઈલ્લાબિલ્લાહ!

(મવ.) હનીફ સાલેહ (લુહારવી) સા. (દા.બ.)
શયખુલ હદીસ: જામિઅહ કાસિમિય્યહ અરબિય્યહ,
ખરોડ, તા. અંકલેશ્વર, જી. ભરૂચ. (ગુજરાત)

# નમ્ર વિનંતી

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

**નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ..........**

પવિત્ર અહાદીસમાં અમુક આ'માલ એવાં જોવા મળ્યાં, જે દેખાવમાં અત્યંત મુખ્તસર અને હલકાં–ફુલકાં જણાયાં, પરંતુ એમના આચરણ (અમલ) પર સવાબ બહુ જ પુષ્કળ બયાન થયો છે, જે અલ્લાહ તઆલાની કરીમ ઝાતનો માત્ર ફઝલો કરમ છે અને તેની અપાર બખ્શિશ છે, જે અમ ફકીરો માટે એની અસીમ રહમત છે. આ કિતાબમાં તે આ'માલને એકત્રિત અને સંગૃહીત કરાયાં છે, જેથી તે મહાન સવાબ પ્રાપ્ત થઇ શકે; પરંતુ યાદ રહે કે દીન કેવળ એ આ'માલ પર જ અવલંબિત નથી; બલકે દરેક મુસલમાનના શિરે ફર્ઝ છે કે તે તમામ પ્રકારના હક્કો અને ફરાઇઝને અદા કરે તથા તમામ પ્રકારના ગુનાહોથી બચવાની ભરપૂર કોશિશ પણ કરે.

કિતાબમાં વર્ણવાયેલા અમુક આ'માલને અમલમાં મૂકવા પર ગુનાહોની બખ્શિશનો વાયદો કરાયો છે, એના વિશે આ વાત ખાસ લક્ષમાં રહે કે એમાં માફીથી ગુનાહે સગીરહની માફી મુરાદ છે, કારણ કે ગુનાહે કબીરહ તૌબા વગર માફ થતાં નથી, જેથી કોઇને આ ગેરસમજ થવા ન પામે કે તે ગમે તે પ્રકારનાં ચાહે તેટલા ગુનાહ કરતો રહે, છતાં તૌબા વગર એ આસાન આ'માલ દ્વારા માફી થતી રહેશે.

તદુપરાંત, કોઇ સજ્જન એવા ધોકામાં પણ ન રહે કે જ્યારે અમે મોટા નેક કામોથી મહરૂમ છીએ તો આવા આસાન અને મુખ્તસર આ'માલ કરવાથી શું ફાયદો થવાનો છે ? અથવા જ્યારે અમે મોટા મોટા નેક કાન કરી રહ્યા છીએ તો પછી આવા (નાના નાના) આ'માલ કરવાની શી જરૂર છે ? આ બેઉ ખ્યાલ શયતાની ફરેબ છે, કારણ કે મારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જેમના પર મારા માં–બાપ કુરબાન થાય, ઇરશાદ છે :

**''નેકીની કોઈ વાતને કદાપિ હકીર (ગૌણ) ન સમજો !''**

કારણ કે શકય છે કે આ જ નેકી કબૂલ થઇ જાય અને એની જ બરકતથી આપણી બાકી રહેલી ઝિંદગી પણ દુરુસ્ત થઇ જાય.... જેથી આ સમતોલ જઝબા કે વલણથી આ કિતાબનું વાંચન કરી અમલ કરો. (''આસાન નેકિયાં''નો સારાંશ)

(નોંધ: તમામ દુઆઓ દિલપૂર્વક અને યકીન સાથે પઢવી જોઈએ. ઈન્શાઅલ્લાહ અવશ્ય ફાયદો થશે.

**વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ, વલા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ...**

# સંપાદકની વિનંતી

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, જે કોઈ મારા પર કોઈ કિતાબમાં દુરૂદ લખે તો જ્યાં સુધી એ કિતાબમાં મારું નામ રહેશે ત્યાં સુધી એ લખનારને સવાબ મળતો રહેશે.

અને હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હૂની રિવાયતમાં છે કે, લખનાર પર ફરિશ્તા દુરૂદ મોકલતા રહેશે. વળી, એક રિવાયતમાં એવો ઉલ્લેખ છે કે, લખનાર માટે ઈસ્તિગફાર કરતા રહે છે.

('ફઝાઈલે દુરૂદ શરીફ''માંથી)

તો દુરૂદ શરીફની ઈશાઅત એટલે કે એના પ્રચાર–પ્રસાર કે ફેલાવામાં શકય એટલી કોશિશ કરવી. દુરૂદ શરીફ છપાવી પ્રગટ કરવાથી એની તબ્લીગ થશે–લોકો સુધી પહોંચશે અને જેટલા લોકો એને પઢશે, ઈન્શા અલ્લાહ બારગાહે રહમતુલ લિલ્ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ– માં કુબૂલિય્યત થવા સાથે આ કામ સદ્ક- એ–જારિયહ લેખાશે. વળી, છપાવી પ્રગટ કરનારને કલામ પઢનારાઓ જેટલો સવાબ મળતો રહેશે.

તે લોકોની મિસાલ કે જેઓ પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, એક તે દાણા સમાન છે, જેમાંથી સાત કંટીઓ ઉગે છે કે જેની દરેક કંટીમાં સો (૧૦૦) દાણા હોય છે અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા કે સો (૧૦૦) ગણા કરી દે છે અને અલ્લાહ સર્વ વ્યાપી અને સર્વજ્ઞ છે. (સૂરએ બકરહ, આયત નં. ૨૬૧)

અંતમાં દુઆ છે :

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આપણને સીરતે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં વાંચન, અભ્યાસ અને તેની ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે અને હૌઝે કવષર પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લિકા (દીદાર અને મુલાકાત) જેવી અઝીમ નેઅમત આપણા માટે મુકદ્દર ફરમાવી છે. આમીન, યા રબ્બલ આલમીન !

## જરૂરી નિવેદન તથા અપીલ

ભાઈઓ ! આ કિતાબ **"આખિરતનો તોહફો"** (પ્રકાશન નં. ૫૦૦) તથા **"તોહફ-એ-દુન્યા વ આખિરત-ભાગ-૧** (પ્રકાશન નં. ૨૭૮) તથા **"તોહફ-એ-દુન્યા વ આખિરત-ભાગ-૨** (પ્રકાશન નં. ૪૪૮)" ગુજરાતીમાં પોતાના, પોતાની ફેમિલીના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે છપાવવી હોય તો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ-કંથારીઆનો સીધો કોન્ટેકટ કરવા ગુઝારિશ.

મારા ભાઈઓ ! આ ક્ષણભંગુર દુનિયા ત્યાગી દેવાય તે પહેલાં, માલ સંગ્રહનો હિસાબ-કિતાબ પૂછાય તે પહેલાં, માલ ગેર (અવળે) રસ્તે ઊપડી જાય તે પહેલાં કંઈક માલ-મત્તા અલ્લાહ તઆલાના માર્ગે ખરચ કરો. અલ્લાહ તઆલા સાથે પણ વેપાર કરતાં જાઓ અને એ માટે સૌથી સરસ અને સારો માર્ગ ઈલ્મે દીન અને દીની કિતાબોના પ્રચારમાં નાણાં (પૈસા) ખરચ કરવા તે છે. એ જ "સદકએ જારિયહ" અને "બાકી રહેનાર નેકીઓ" છે, જે મરણ પછી પણ કામ લાગનાર છે. મૃત્યુ પછી પોતાનું નામ-એ-આ'માલ ચાલુ રહે તેનો આ ઘણો જ સારો અને બેહતરીન રસ્તો છે.

ઉમ્મતના માલદાર મુસલમાન મર્દો તથા અવરતોને ખાસ વિનંતી છે કે દીની સાહિત્ય (કિતાબો)ના પ્રચાર-પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના તથા છપાવવાના આ નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ-સહકાર આપી સવાબે દારૈન હાસિલ કરો.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના "પ્રકાશન વિભાગ"નો સંપર્ક કરવા વિનંતી.

**(મૌલાના) હસન ભડકોદ્રવી (સા.)**
(ભારતમાંથી) ☎ 02642-257086
(પરદેશમાંથી) ☎ 011-91-2642-257086



પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. **કંથારીઆ,** તા. જિ. ભરૂચ, ગુજરાત-ઈન્ડિયા.
Ph. (02642) 257086 Fax (02642) 257480

## તબ્લીગ અને ઈસ્લાહ

તબ્લીગ અને ઈસ્લાહ માટે ઉચ્ચ દીની જઝબાની જરૂરત છે. જો આપ તબ્લીગ અને ઈસ્લાહની જરૂરત મહસૂસ નહી કરો તો અધર્મતા, નાસ્તિકતા અને બેહયાઈનું તોફાન આખી કૌમને તારાજ કરી દેશે.

આપ ઈસ્લામના પાબંદ હોવા છતાં તબ્લીગ અને ઈસ્લાહના ફર્ઝે કિફાયાથી જવાબદારી મુકત થઇ શકતા નથી.

કોઈ કૌમ વિનાશથી ત્યારે જ બચી શકે છે જયારે કે તે પોતેય અમલ કરે અને પોતાના ભાઈઓની ઈસ્લાહ માટે પણ કોશિશ કરે. બની ઈસરાઈલનો ઈતિહાસ આ વાતની ગવાહી આપે છે.

ઈસ્લામી સાહિત્યનું પ્રકાશન એ તબ્લીગે દીન અને ઈસ્લાહે ઉમ્મતનો એક મજબૂત ઝરિઅહ અને સદ્ક-એ-જારિયહ છે. દીની સાહિત્યના પ્રચાર અને પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન, સઆદતે દારૈન અને ફલાહે દારૈન હાસિલ કરવા નમ્ર વિનંતી.

મર્હૂમોના ઈસાલે સવાબ માટે આપનાં મનપસંદ પ્રકાશનો છપાવવા દારુલ ઉલૂમના ' પ્રકાશન વિભાગ ' ની સેવાનો લાભ લેવા નમ્ર વિનંતી.

## દીની સાહિત્ય .......

..ના પ્રચાર અને પ્રસાર માટે ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાના નેક કાર્યમાં દરેક પ્રકારે અમલી સાથ–સહકાર આપી સવાબે દારૈન, સઆદતે દારૈન અને ફલાહે દારૈન હાસિલ કરવા નમ્ર વિનંતી.

વધુ વિગત માટે દારુલ ઉલૂમના ' પ્રકાશન વિભાગ ' નો સંપર્ક સાધવા વિનંતી.



ايـاتها ٧ | ١ سُوۡرَةُ الۡفَاتِحَةِ مَکِّیَّۃٌ ۵ | رکوعها ١

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

اَلۡحَمۡدُ لِلّٰہِ رَبِّ الۡعٰلَمِیۡنَ ۙ﴿۱﴾ الرَّحۡمٰنِ
الرَّحِیۡمِ ۙ﴿۲﴾ مٰلِکِ یَوۡمِ الدِّیۡنِ ؕ﴿۳﴾
اِیَّاکَ نَعۡبُدُ وَ اِیَّاکَ نَسۡتَعِیۡنُ ؕ﴿۴﴾
اِہۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِیۡمَ ۙ﴿۵﴾ صِرَاطَ
الَّذِیۡنَ اَنۡعَمۡتَ عَلَیۡہِمۡ ۬ۙ غَیۡرِ
الۡمَغۡضُوۡبِ عَلَیۡہِمۡ وَ لَا الضَّآلِّیۡنَ ٪﴿۷﴾ ع ١/٧

# آیت الکرسی

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَللّٰہُ لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ ۚ اَلۡحَیُّ الۡقَیُّوۡمُ ۬ۚ لَا
تَاۡخُذُہٗ سِنَۃٌ وَّ لَا نَوۡمٌ ؕ لَہٗ مَا فِی السَّمٰوٰتِ
وَ مَا فِی الۡاَرۡضِ ؕ مَنۡ ذَا الَّذِیۡ یَشۡفَعُ
عِنۡدَہٗۤ اِلَّا بِاِذۡنِہٖ ؕ یَعۡلَمُ مَا بَیۡنَ اَیۡدِیۡہِمۡ
وَ مَا خَلۡفَہُمۡ ۚ وَ لَا یُحِیۡطُوۡنَ بِشَیۡءٍ مِّنۡ عِلۡمِہٖۤ
اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ کُرۡسِیُّہُ السَّمٰوٰتِ
وَ الۡاَرۡضَ ۚ وَ لَا یَـُٔوۡدُہٗ حِفۡظُہُمَا ۚ وَ ہُوَ
الۡعَلِیُّ الۡعَظِیۡمُ ﴿۲۵۵﴾ (البقرۃ ۲:۲۵۵)



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اٰمَنَ الرَّسُوْلُ بِمَآ اُنْزِلَ اِلَیْهِ مِنْ رَّبِّهٖ وَالْمُؤْمِنُوْنَ ؕ
كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ ۟ لَا نُفَرِّقُ
بَیْنَ اَحَدٍ مِّنْ رُّسُلِهٖ ۟ وَقَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا ٚ
غُفْرَانَكَ رَبَّنَا وَاِلَیْكَ الْمَصِیْرُ ﴿۲۸۵﴾ لَا یُكَلِّفُ اللّٰهُ
نَفْسًا اِلَّا وُسْعَهَا ؕ لَهَا مَا كَسَبَتْ وَعَلَیْهَا مَا
اكْتَسَبَتْ ؕ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِیْنَآ اَوْ اَخْطَاْنَا ۚ
رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَیْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِیْنَ
مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ
وَاعْفُ عَنَّا وقفة وَاغْفِرْ لَنَا وقفة وَارْحَمْنَا وقفة اَنْتَ مَوْلٰىنَا
فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِیْنَ ﴿۲۸۶﴾ (البقرہ ۲:۲۸۶)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ؕ

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۙ
وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًۢا بِالْقِسْطِ ؕ
لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِیْزُ الْحَكِیْمُ ؕ ﴿۱۸﴾ ★

(آل عمران ۳:۱۸)

★ وَّاَنَا عَلٰى ذٰلِكُمْ مِّنَ الشّٰهِدِیْنَ یَارَبِّ

  

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ؕ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ
الظُّلُمٰتِ وَالنُّوْرَ ؕ۬ ثُمَّ الَّذِیْنَ كَفَرُوْا بِرَبِّهِمْ یَعْدِلُوْنَ ﴿۱﴾
هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ طِیْنٍ ثُمَّ قَضٰۤى اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّى
عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ﴿۲﴾ وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی
الْاَرْضِ ؕ یَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَیَعْلَمُ مَا تَكْسِبُوْنَ ﴿۳﴾

(الانعام ۶:۳، پارہ ۷)

اَلْحَمْدُ لِلّٰہِ الَّذِیْ تَوَاضَعَ کُلُّ شَیْءٍ
لِّعَظَمَتِہٖ وَالْحَمْدُ لِلّٰہِ الَّذِیْ ذَلَّ کُلُّ
شَیْءٍ لِّعِزَّتِہٖ وَالْحَمْدُ لِلّٰہِ الَّذِیْ خَضَعَ
کُلُّ شَیْءٍ لِّمُلْکِہٖ وَالْحَمْدُ لِلّٰہِ الَّذِیْ
اِسْتَسْلَمَ کُلُّ شَیْءٍ لِّقُدْرَتِہٖ ط

• • •

لَآ اِلٰہَ اِلَّا اللّٰہُ وَحْدَہٗ لَا شَرِیْکَ لَہٗ
اَحَدًا صَمَدًا لَمْ یَلِدْ وَلَمْ یُوْلَدْ
وَلَمْ یَکُنْ لَّہٗ کُفُوًا اَحَدٌ ط

# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# VISIT ONLINE

# www. aakhiratkatohfa.com












To order these books please contact :

**DARUL ULOOM KANTHARIA, AT & PO. MAHMOOD NAGAR**
**KANTHARIA, BHARUCH, (GUJ.) INDIA PIN : 392 015,**
**TEL : 02642-257086, FAX : 02642-257480**